# સ્વાશ્રય.

જ્યારે હું બોલું છું, ત્યારે તમે બે કામ કરો છો. એક સાંભળવાનું અને બીજું મારા તરફ જોવાનું.

આજે હું તમને ત્રણ ચિત્રો બતાવવા માગું છું. એમાં મારો ઉખાણો છે. તમે ઘણાં ઉખાણાં સાંભળ્યાં હશે. "હમ-ઢોલ માંહે પોલ ઉપર છત્તર છાયા, મારૂં વરત છોડે તેને આપું સોનાના પાયા." તેનો જવાબ તમે "પીપ" આપો છો. આ મારા ઉખાણાનો પણ જવાબ આપશો.

આ પહેલું ચિત્ર લંગડા માણસનું છે. તે પોતાની લાકડીને આધારે મુશીબતે ચાલી શકે છે. બીજું ચિત્ર તરતી છોકરીનું છે. તે કેવી આનંદથી તરે છે. પાણી પર પોતાના પગ અફાળે છે. તેથી પાણીના છાંટા ઊડે છે. તેને મઝા પડે છે. પણ થોભો. બારીકીથી તપાસો. તેના હાથ નીચે તુંબડાં બાંધેલાં છે; તેથી તેનું માથું પાણીની બહાર રહી શકે છે.

હવે ત્રીજું ચિત્ર જુઓ. આ નાનું સુંદર "ફૂલના ગેંદા જેવું બાલક" ચાલતાં શીખે છે. માનો હાથ ઝાલી ચાલે છે. મને આનંદ થાય છે—ઘણો જ આનંદ થાય છે

કે લંગડો માણસ લાકડીની મદદથી પણ ચાલી શકે છે. બાલીકાને તુંબડાં બાંધેલાં હોવાને લીધે તેને ડુબવાનો ભય નથી. અને બાલકને પોતાની માના હાથનો ટેકો છે; તેથી તેને પણ પડવાની બીક નથી.

પણ, પણ—આખરે તો મારે માથું ધુણાવવું પડે છે. દીલગીર થાઉં છું. મને તેમાં કંઇક ખામી લાગે છે. અધુરૂં લાગે છે. આ મારો ઉખાણો છે. તમે સમજી શકો છો? જવાબ આપી શકશો? બોલો, આ ચિત્રમાં શી ખામી છે. આમાં અપૂર્ણતા કેમ લાગે છે.

લંગડો માણસ, તરનારી છોકરી અને ઘુંટણીએ ચાલતું બાલક, પોતાના ઉપર આધાર રાખતાં નથી. એકલાં પોતાની મેળે કરી શકતાં નથી. બીજાનો, બીજી બહારની વસ્તુનો તેમને આધાર રાખવો પડે છે. લાકડી, તુંબડાં, અને માનો હાથ.

આપણે લંગડાને સારો કરવા માગીએ છીએ. પોતાના જ પગથી, લાકડીની મદદ વગર, તે ચાલી શકે એવો જોવા માગીએ છીએ. આપણે બાલાને પોતાની મેળે, તુંબડાં બાંધ્યા સિવાય જ, તરતાં જોવાને ઇચ્છીશું. બીજા તરનારાઓ, જેને તારા કહે છે, તેની માફક, તે તરી શકે, માછલાં, મગર, અને બીજાં જળચરની માફક તરી શકે, એ આપણને વધારે પસંદ પડશે. આ નાના બચ્ચાને આપણે પોતાનાજ પગથી ચાલતો—માના હાથના ટેકા સિવાય ચાલતો

જોવા માગીએ છીએ. ટૂંકામાં આપણે સર્વને પોતાના જ બળપર આધાર રાખતાં જોવા માગીએ છીએ. સ્વાશ્રયી જોવા માગીએ છીએ આ મારા ઉખાણાનો જવાબ છે. મારી વાત બહુ કીમતી છે, માટે બરાબર યાદ રાખશો.

સ્વાશ્રય શબ્દનો અર્થ શબ્દકોષ અગર કોઈને પૂછયા સિવાય જ તમારે સમજવો જોઈએ. સ્વ+આશ્રય=પોતાનાજ બળ પર આધાર રાખવો.

તમે પક્ષીનાં ચિત્રની ચોપડી જોઈ હશે. ઘણાં ખરાં પક્ષીઓ તો તમે જાતે જોયાં હશે. ચકલી પોતાનાં બચ્ચાંને કેવી રીતે ખવડાવે છે, તે પણ જોયું હશે.

આજે જ્યારે હું નિશાળમાં આવતો હતો ત્યારે મેં રસ્તાપરના એક ઘરમાં એક માતા—ઘણીજ પ્રેમાળ માતા—જોઈ હતી. તે પોતાના પુત્રને કપડાં પહેરાવતી હતી. ધોતલી પહેરાવી. પછી વહાલથી એક ચુંબન કર્યું. પહેરણ પહેરાવી બીજું ચુંબન કર્યું. કોટ પહેરાવી ત્રીજું કર્યું. ટોપી પહેરાવી ચોથું અને બુટ પહેરાવી પાંચમું ચુંબન કર્યું. છેવટે પગથી તે માથા સુધી—નખશિખ પર્યંત—નિહાળી કહ્યું. " બેટા, તું પ્રભુનો પેગંબર છે. મારો દેવ છે. હિંદની, ભારતભૂમિની ભવિષ્યની આશા છે."

વારૂ, પણ તમે વિચાર કરો કે આ બરાબર છે? યોગ્ય છે? શું ચકલીનાં બચ્ચાંને હંમેશાં તેનાં માબાપેજ ખવડાવવું જોઈએ? શું સંતાનોને હંમેશાં માએજ કપડાં

પહેરાવવાં જોઈએ? ના. ના. તમને તે કદીપણ નહિ જ ગમે. બચ્ચાંએ મોટું થતાં–"ખાવાં ઊડતાં શીખીને જનકનો,=પિતાનો સાથ તજવો જોઈએ." સ્વતંત્ર રીતે પોતાનો ખોરાક મેળવવો જોઈએ. સ્વાશ્રયી થવું જોઈએ.

અને બાળક? થોડા વખત પછી તે પુખ્ત ઉંમરનો થશે. પોતાને ધંધે વળગશે. માતા તે વખતે ઘરડી થઈ હશે. કાળાં મટી ધોળાં થયાં હશે. ભાઈ બહારગામ કમાવા જશે. વેપાર ધંધો કરવા જશે. મા તેને વળાવવા જશે. ભાઈ બહાર ગામથી કમાઈ લાવશે. માબાપને ઘડપણમાં આરામ આપશે. ખરેખર આમ થવુંજ જોઈએ સંતાનોએ સ્વાશ્રયી થવું જ જોઈએ.

હવે આપણે જુદી જાતનો સ્વાશ્રય જોઈએ.

## ૧. પોતાના બળપર ભરોંસો રાખવો જોઈએ.

### બળમાં સ્વાશ્રયી થવું જોઈએ.

તમને એક જાણીતી વાત કહું. એક વીર પુરૂષ હતો. તેનું વહાણ એક વખત ભરદરિયે ભાગ્યું. તે તરતો તરતો એક બેટઉપર જઈ ચઢયો. તેની પાસે કંઈ પણ સાધન ન હતું. એકલો હતો. ઘણા વખત પાણીમાં ભીંજાએલો રહેવાથી તેને શરદી થઇ હતી. ભૂખ કકડીને લાગી હતી. છતાં તે વીરપુરૂષ હતો. કાપુરૂષ નહતો.

જ્યારે તેણે ટાપુ છોડયો, ત્યારે પાછળ સુંદર સગવડ-

વાળું ઘર, સઘળું જોઈતું રાચરચીલું, ગાયો, ભેંસો, બળદ વગેરે મૂક્યું હતું. આ બધું પોતાને જ હાથે તેણે સંપાદન કર્યું હતું. બેટમાં વસ્તી પણ નહતી. તે માત્ર એકલો જ હતો. પ્રથમ તેણે એક તરાપો બનાવ્યો. પછી એક ઝુંપડી બાંધી. પછી તેની આજુબાજુ ફરતો વંડો કર્યો. પછી વાસણ કુસણ, હળ લાકડાં, ખુરશી ટેબલ, દીવો, છત્રી વગેરે વસ્તુઓ બનાવી. એક ખેતર બનાવી તેમાં વાવેતર કર્યું, અને છેવટે જંગલી ગાયો ભેંસો બળદ પણ લાવ્યો અને તેને પાળ્યાં.

ધારો કે કદાચ તમેજ વહાણમાં–આગબોટમાં મુસાફરી કરતા હો ને આવો વખત આવે, તમારૂં વહાણ તમારી આગબોટ ભાગે, તો તમે તે વીરપુરૂષ જેવા સ્વાશ્રયી થાઓ ? તેણે કર્યું તેવું બધું તમે કરી શકો ? હા. હા. સાહેબ કરી શકીએ. વારૂ, ધારો કે તમે કરી શકો. પણ ઓ નાના વીરાઓ ! ભારત ભૂમિની ભવિષ્યની આશાઓ ! હું તમને કહું છું કે તેવો પ્રસંગ આવતા અગાઉ અત્યારે પણ તમે ઘેર થોડે થોડે જેમ બને તેમ સ્વાશ્રયી થતાં શીખો. કારણ કે ડુબવાની અણી ઉપર તરતાં શીખાશે નહિ. ઘર લાગે ત્યારે કુવો ખોદાશે નહિ !

હું ધારૂં છું કે બહુજ સ્પષ્ટ રીતે તમે હજુ સમજી શક્યા નથી. મને બીજો દાખલો આપવા દો.

આપણો વીર પ્રતાપસિંહ જ્યારે નાનો હતો, ત્યારે

બીજા પાસે બધું તૈયાર રખાવતો. બીજાં, કપડાં પહેરાવે તો પહેરે, નવાડે તો નહાય, ખવાડે તો ખાય, અને કોઈ તેડી લે તોજ ફરવા જાય. એક દિવસ ભોજન સમયે તે ગાતો હતોઃ—રજપુતો—ભારતભૂમિના પુત્રો.

નવ થાય ગુલામ નવ થાય ગુલામ. અને

" નથી રે જીવવું પર આશે છે પારકી આશ નિરાશ,
નથી કર ધરવો કો પાસે સ્વાશ્રયનો છેજ ઉલ્લાશ;
કંઇ પુણ્ય પ્રભાજ પ્રવેશી, અહીં દે અમને ઉપદેશ,
અમે દેશી દેશી દેશી આ દિવ્ય અમારો દેશ."

તેની માતાએ આ સાંભળ્યું. તે બોલી "બેટા, તું ધારે છે કે રજપુતો કદી પણ ગુલામ નહિ જ થાય?"

"હા. હા. માતા." પ્રતાપે જવાબ આપ્યો."ત્યારે હું રજપુત—રજપુતાણી નથી?" "મા, ખરેખર તું રજપુતાણી છે જ. અરે! એક ખરી રજપુતાણી છે." "શું ત્યારે મારે ગુલામ થવું જોઈએ? માએ કહ્યું. "ના. ના. કદી નહિ. ઓ સિંહણ! તારૂં બચ્ચું પણ સિંહજ છે. શું તે તને ગુલામ થવા દેશે! અરે, તે પહેલાં તો ધડથી માથું છુટું પડે છુટું" પ્રતાપ આટલું બોલતામાં તો ઉશ્કેરાઈ ગયો. જાણે કોણ એવો આ દુનિયા પર હયાતી ધરાવે છે કે પોતાની માતાને ગુલામ કરે-કહે-ધારે. અરે, જો હોય તો તેના ટુકડે ટુકડા કરી નાંખે, એવો તેનો દેખાવ થયો. "ત્યારે બેટા પ્રતાપ, તું મારો ગુલામ-તાબેદાર કેમ

રહે છે. દરરોજ હું તને નવાડું તો જ નહાય, ખવાડું તોજ ખાય!"

પ્રતાપની વીરતા સહેજ ઝાંખી પડી–ફીક્કો પડયો. પણ આ પછી તે કદી પણ બીજા ઉપર આધાર રાખતો નહિ. સ્વાશ્રયી થયો. આપણે પણ આપણી મેળેજ સર્વ કરવું જોઇએ.

## ૨. ભણવામાં સ્વાશ્રય.

પૂજ્ય રાનડે જયારે અભ્યાસ કરતા હતા, ત્યારે વાંચતાં વાંચતાં કોઈ નવો શબ્દ આવે તો, તેના પર પોતાની મેળેજ પુરતો વિચાર કરતા. શિક્ષક અગર કોઈ સહાધ્યાયી પાસે હોય તો તેને કહેતા કે મને કહેશો નહિ. મને મારી મેળેજ સમજવા દો.

પૂજ્ય ગોખલે જેવા ગરીબ વિદ્યાર્થીઓ મ્યુનિસિપાલિટીના ફાનસથી વાંચી મોટા થયા હતા ફીના અગર પુસ્તકોના પૈસા તો નહતા પણ વાંચવાનું દિવેલ પણ તેમને મળતું નહિ. આવા મહાન્ કર્મવીરોનાં જીવન તમે વાંચો તો તમને સ્વાશ્રય વિષે બહુજ સંગીન જાણવાનું મળશે.

આવીજ એક ઉત્તમ ચિત્રકારના સબંધમાં વાત છે. તે તેના કોઈ મામાને ત્યાં રહેતો હતો. મામો તે વખતનો એક સાધારણ ચિત્રકાર હતો. તેનું લોકોમાં સાધારણ માન હતું. તે જ્યારે જ્યારે બહાર જતો, ત્યારે આપણો બાલક ચિત્રકાર તેનાં સાહિત્યોથી કામ કરતો. એક વખત તે મામાની

નજરે પડયો. મામે તેને ખૂબ ધમકાવ્યો, ને પોતાના ખંડમાં ના આવવાને કહ્યું. કારણ તેનું એક ચિત્ર તેણે જોયું. તેમાં ઉત્તમ પ્રકારના ભાવો જોયા. ચિત્રકળાનો અપ્રતિમ નમુનો તેને દેખાયો. જો તે શીખે તો પોતાને કોઈ પૂછે ના. છેવટે તેને મારી કાઢી મૂક્યો. પણ સ્વપ્રયત્નથી-સ્વાશ્રયથી તે એક મહાન ચિત્રકાર નિવડયો.

હવે તમે શું પસંદ કરશો? તમારી મેળે તમે કામ કરશો કે માતાપિતા અગર શિક્ષક કહે ત્યારેજ ભણશો.

સ્વાશ્રય સઘળું કરી શકે છે. તે તમને પથારીમાંથી વહેલા ઊઠાડે છે, સ્વચ્છતા રાખવા કહે છે, નિશાળે નિયમિત મોકલે છે, ખૂબ ભણો. દેશને તારો. એમ પોકારે છે. સ્વાશ્રય અહા! તારામાં શી શી ખૂબીઓ નહિ હોય!

ખરે સ્વ શબ્દમાંજ એવી કંઇક ભભક છે, એવી કંઈક મીઠાશ છે. એવું કંઇક ચેતન છે, કે જેનું વર્ણન સ્વજ કરી શકે. તમે સ્વ વાળા બધા શબ્દ શીખજો. સ્વાશ્રય. સ્વદેશ. સ્વતંત્રતા. સ્વરાજ્ય. સ્વાભિમાન સ્વાર્પણ.

## ૨. કામમાં-ધંધામાં સ્વાશ્રય.

અનાજના સુંદર ખેતરો ઉપર સૂર્યનો તડકો પડતો હતો. પાક લચી જતો હતો. ડુંડાંથી થડ નમી પડતાં હતાં. શિયાળાનો ઠંડો પવન ધીમે ધીમે વાતો હતો. પાક ગાયન કરતો હતો. વાનારા, તું લણી લે, આ પાક અનેરો મોંઘો રે.

ખેડુતે પોતાની ઝુંપડીમાંથી નીકળી, ખેતરમાં ફરતાં ફરતાં, પોતાના પુત્રને કહ્યું "બેટા, પાક તૈયાર થઇ ગયો છે. આપણાં સગાંવહાલાં, આડોશીપાડોશી વગેરેને હવે બોલાવવાં જોઈએ. કાલથી, તેમની મદદથી આપણે આ પાક લણીશું."

અરે આફ્ત આવી! આફ્ત. ખેડુત ઉભો હતો ત્યાંથી થોડે દૂર એક સુંદર નાજુક બોડ હતી. શાહુડી પોતાનાં બચ્ચાં સાથે તેમાં રહેતી હતી. હવે પાક લણશે એટલે બોડ ભાંગવાની. અરે તેઓ કયાં રહેવા જશે!

બચ્ચાંએ સાંભળ્યું. મા આવી ત્યારે કહ્યું. "મા સવારે ખેડુત સગાંવહાલાં, આડોશી પાડોશીની મદદથી આ પાક લણવા માગે છે. આપણે કયાં જઇશું?" માએ કહ્યું "બચ્ચાંઓ, ખેડુત જયાં સુધી સગાં વહાલાં પર આધાર રાખે છે ત્યાં સુધી, આપણે ફીકર રાખવાની નથી. મને ખાતરી છે કે પાક લણાવાનો નથી.

તેજ પ્રમાણે થયું. સૂર્યોદય થયો. સવારનો મધુરો પવન વાવા લાગ્યો. ખેડુત આવ્યો પણ તેનાં સગાંવહાલાં, આડોશીપાડોશી કોઇ આવ્યું નહિ. ખેડુતે પુત્રને કહ્યું. "કાલે તો તું, તારા કાકા વગેરેને બોલાવી લાવજે. સવારમાંજ આપણે કામે વળગીશું"

બચ્ચાંએ ફરીથી જે સાંભળ્યું હતું તે માને કહ્યું. માએ તેનો તેજ જવાબ આપ્યો. "બચ્ચાંઓ, ખેડુત જયાં

સુધી બીજા પર આધાર રાખે છે, ત્યાં સુધી આપણે નિભંય રહેવું."

બન્યું પણ તેમજ. સૂર્યોદય થયો. સવારનો મધુરો પવન વાવા લાગ્યો. પણ કોઇ આવ્યું નહિ. ખેડુતને આથી ઘણુંજ લાગી આવ્યું. તેણે એકદમ પોતાના પુત્રને કહ્યું, "બેટા, બે દાતરડાંની જોડ સવારે તૈયાર રાખજે. આપણે આપણી જાતેજ કાપીશુ. ખરેખર, આપ સમાન બળ નહિ ને મેઘ સમાન જળ નહિ. પારકી આશ સદા નિરાશ."

બચ્ચાંએ જ્યારે માને કહ્યું, ત્યારે તે બોલી, "સંતાનો ચાલો, હવે આપણે એકદમ બીજા ખેતરમાં જવું જોઈએ. હવે કામ થશેજ. સૂર્યાસ્ત થતા સુધીમાં તો બોડ સુધીનો સઘળો પાક કાપી નાંખ્યો. સ્વાશ્રય શું ન કરી શકે ! જે ધારે તે કરી શકે છે.

## ૪ રમતગમતમાં સ્વાશ્રય.

અરે તમે કહેશો કે, "મેં બહુ કામ કર્યું. ચાલો, હવે રમવા જઈએ." વારૂ, ઘડીઆળને વાગવા દો. ભલે, ઘંટને વાગવા દો. કામ બંધ થશે. નિશાળ બંધ થશે. પણ શું સ્વાશ્રય અટકશે ?

મેં એક ભાઈબેનને જોયાં હતાં. તેમનાં નામ—ના. મારે તેમનાં ખરાં નામ ના દેવાં જોઇએ. આપણે તેમને રૂખી અને જીવણ નામથી ઓળખીશું. રૂખી જ્યારે કામથી

પરવારી રહી, ત્યારે રમવા દોડી ગઈ. શું રમવું તે સમજાયું નહિ. છેવટે તેણે ઓ ઓ ઓ ઓ........કરીને બૂમો પાડી. ફળીઆમાંનાં દરેક જણ ભેગાં થઈ ગયાં. પૂછતાં તેણે કહ્યું. "શું કરૂં કંઈ ના સૂઝતાં મેં આવું કર્યું."

હવે તેનો ભાઈ જીવણ, અભ્યાસ વગેરે કામથી પરવાર્યો. રમવાનો વખત થતાં રમવા બેઠો. નાનાં નાનાં, ભાંગેલાં ઠીકરાંમાંથી ઈંટો બનાવી એક સુંદર નાનકડું ઘર બનાવ્યું. પોતાની પાસેના રંગથી રંગ્યું. પોતાનાં પુતળાં તેમાં મૂક્યાં. બે ચાર નાના છોડ લાવી આગળ બગીચો બનાવ્યો. પછી કાતર લાવી કાગળમાંથી, ટેબલખુરશી, પલંગ, લૅમ્પ વગેરે કાપી તેમાં ગોઠવ્યું. ઘોડા, કુતરા, બળદ, ગાયો, ભેંસો પણ બનાવી તેમાં બાંધી. વળી નાનું એન્જિન ને ડબ્બા બનાવી ગાડી ચાલતી દેખાડી. પાસે ખાડો ખોદી તેમાં પાણી રેડી, દરિયો ગણી, કાગળનું વહાણ બનાવી તેમાં મૂક્યું. એક બલુન પણ બનાવ્યું. સળીઆ ખોસી દોરા બાંધી તાર બનાવ્યા. પછી માની પાસે દોડી ગયો. "વહાલી મા, જરા પધારો તમારા જીવણનો વૈભવ જુઓ." તેને અપાર હર્ષ થયો. જાણે પુત્રના બનાવેલા સ્વર્ગમાંજ તે બેઠી છે. પછી વખત થતાં તે જમી પરવારી સૂઇ ગયો. હવે જીવણ જ્યારે મોટો થશે, ત્યારે એકલો પણ સુંદર રીતે આનંદ મેળવી શકશે. પોતાનો ગમતનો વખત કેમ ગુજારવો તે તેને આવડશે.

સ્વ, સ્વ, સ્વ, મેં કેટલી વખત સ્વ શબ્દ વાપર્યો. સ્વાશ્રયી લોકો હંમેશાં પોતાનોજ-સ્વનોજ વિચાર કરે છે. પહેલાં સ્વનેજ સુધારે છે. એક મહાન્ લેખક કહે છે કેઃ—"જો દરેક જણ પોતાની મેળે સુધરે તો આખો દેશ, અરે આખી દુનિયા એકદમ સુધરી જાય."

હું તમને એક વસ્તુ બતાવવા માગું છું. તે આ પેટીમાં છે. તે પોલાદની સાંકળ છે. તેને ઘણા ચળકતા આંકડા છે. તેઓ એક બીજા સાથે જોડાએલા છે. તેમનામાં મજબુત સંપ છે. તે તોડી શકાય એમ નથી. જ્યારે તમે તેને ખેંચશો, ત્યારે દરેક કડી બોલશે કે, "હું નહિ તૂટું." દરેક એમ કહે છે કે, "સાંકળમાંની હું એક કડી, મારો ભાગ બરાબર બજવીશ." કોઈ કડી એમ નથી કહેતી કે મારે શું કામ ઘસાવું. મારી સાથેની કડી ઘસાશે. આખરે તમારા હાથ દુખશે. તમે તોડી શકશો નહિ.

આપણે પણ હિંદ માતાના, આર્યભૂમિરૂપી સાંકળના આંકડા છીએ. તમે એક આંકડો છો. હું બીજો છું. એમ સાંકળ બને છે. આવા તેત્રીશ કરોડ આંકડા છે. આપણે દરેક આંકડાએ સ્વાશ્રયી થવુંજ જોઈએ. કેટલાક આંકડાએ અમેરિકા, જાપાન, વગેરે દેશોમાં જઈ વિદ્યા કળા શીખી લાવી દેશમાં શીખવવી જોઈએ. તેમને તમે ધનથી મદદ કરજો. તે તમને જ્ઞાન-કળા આપશે.

સ્વાશ્રયી કડીઓ તમારે માટે ઘર બાંધે છે. તેને ખોરાક માટે અનાજ જોઈશું. સ્વાશ્રયી ખેડુત તેને માટે અનાજ પકવશે. કડીઓ

તેને ઘર બાંધી આપશે. આવો એક બીજી કડીઓનો સંબંધ ( Link ) છે.

જુઓ, વણનારા મીલોમાં જાય છે. વેપારીઓ દુકાને જાય છે. કડીઆરા લાકડાં કાપી લાવે છે. તેઓ સર્વ સાંકળના સ્વાશ્રયી આંકડા છે. " સર્વ દેશસેવક છે, યથા શક્તિ મતિ અંધાર અજવાળે છે. " આપણે પણ આંકડાજ છીએ. આપણે મજબુત થવુંજ જોઈએ. સ્વશ્રયી થવુંજ જોઈએ. યથાશક્તિમતિ અંધાર અજવાળવોજ જોઈએ.

**ચાલો ઉઠો સ્વાશ્રયી થાઓ. સ્વાશ્રયી કેમ થવું જોઈએ ?**

૧. કારણ કે તેથી બળ આવે છે. બળ દાખવી શકાય છે. પોતાના બળની સાબીતી થાય છે, દરેક જણ બળવાન થવા ચાહે છે. પણ તમે કસરત કર્યા સિવાય તમારા શરીરને કેવી રીતે બળવાન કરી શકશો ? અમુક હિસાબો પોતાની મેળે ગણ્યા સિવાય, તમે તમારા મનને કેવી રીતે ખિલાવી–વિકસાવી શકશો. અમુક મુશ્કેલીઓ વટાવ્યા વગર તમારામાં હિંમત ક્યાંથી આવશે ?

૨. તમને કોઈ મદદ કરે ને જે આનંદ થાય, તેના કરતાં તમે કોઈ કાર્ય કરો તો, તમને વધારે હર્ષ થશે. તમારી મેળે તમને ખાતાં પીતાં, ઊઠતાં બેસતાં, ચાલતાં દોડતાં, આવડે ત્યારે કેવી મઝા લાગે છે ! તમારા કોટનાં બટન તમારી મેળે ઘાલો ત્યારે તમે કેવા ખુશી થાઓ છો ! આંકણી વગર સીધી લીટીઓ દોરી શકો ત્યારે તમને કેવી ખુબી લાગે છે ! ઘોડાપર એકલા બેસતાં આવડે ત્યારે કેવો આનંદ થાય છે ! ખરે તમે આપ કર્મીજ થશો. મોટા થાઓ ત્યારે કોઈની કમાણીમાંથી ના ખાશો. પણ. " આપ રળેલું ખાય, બાપથી કરે સવાઈ. " એમ કરજો.

૩. સ્વાશ્રયનાં ફળ ખાત્રીથી મળે છે જ. તમે કોઈની પર બેઠા કે મારો કાકો, મામો, માસો, ફુઓ, ભાઈ, કે પાડોશી મને મદદ કરશે. પણ જે દહાડે કામ હોય, તે તેઓને અડચણ આવી પડવાથી કે માંદા પડવાથી ના આપી તો તમારૂં કામ રઝળશે. પૈસા પર પણ ઘણો આધાર ના ર "જેઓ પોતાની જાતને મદદ કરે છે, તેને પ્રભુ હંમેશાં થાય છે જ."

૪. સ્વાશ્રયી થવાથી જગતનો કેટલોક બોજો ઓછો થા છે. કેળવણીનો બોજો સારા શિક્ષકો માથે લેશે. સ્વાશ્રયી બની દેશને કેળવશે. વેપારી વેપારમાં સ્વાશ્રયી થઈ, આર્ય ભૂમિને સુવર્ણ[illegible]-રથી ભરશે. સ્વાશ્રયી ખેડુત દેશની ખેતી આબાદાન કરી દેશને અનાજ આપશે. પણ માંદા, લુલાં, લંગડાં, આંધળાં, પાંગળા, નિરાધારને કોણ રક્ષશે? અરે! તેમને આપણા જેવા સ્વાશ્રયી બચ્ચાઓ આશરો આપશે. એમને માટે વધારે મહેનત કરશે. અનાથાશ્રમો કાઢી તેમને ઘટતા સ્વાશ્રયી બનાવશે.

ત્યારે ઓ દેશની આશાઓ! બાલકો અને બાલીકાઓ! તમે દેશને માટે સ્વાશ્રયી થજો. જાપાનનો દાખલો લઈ દેશને દશ વર્ષમાં ઉંચી સ્થિતિમાં મૂકી દેજો.

"કર્તવ્યને કરજોરે, કોથી પછી ના ડરજોરે:
મસ્ત થઈને ફરજોરે, તૃણવત્ લહી સંસારને હોજી."

દાદા, ગોખલે, ગાંધી જેવાં રત્નો ભારતમાતાની કૂખે થજો.

અસ્તુ!

